# નવી તસ્વીરો

[ ઑલ ઈંડિયા રેડિયોના લખનૌ સ્ટેશન પરથી
રજૂ થયેલા કેટલાક કાર્યક્રમો ]



: સંપાદક :

ધનવંત ઓઝા



: લેખકો :

અલી સરદાર જાફરી
સીબતે હુસેન
રશીદ જહાં



સી. શાંતિલાલની કંપની
બુકસેલર્સ : પબ્લિશર્સ
૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

# નવી તસ્વીરો

[ ઑલ ઇંડિયા રેડિયોનાં લખનૌ સ્ટેશન પરથી રજૂ થએલા કેટલાક કાર્યક્રમો ]

સંપાદક : ધનવન્ત ઓઝા

લેખકો :
અલી સરદાર જાફરી
સીબતે હુસેન
રશીદ જહાં

: પ્રાપ્તિસ્થાન :
સી. શાંતિલાલની કંપની
બુકસેલર્સ અને પબ્લીશર્સ
૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

'નયી તસ્વીરેં' નામનાં ઉર્દૂ પુસ્તકનો આ અનુવાદ છે. એ અનુવાદને
ગુજરાતીમાં ઉતારવાની મંજૂરી આપવા બદલ કમ્યુનિસ્ટ પક્ષની પ્રકાશન
સંસ્થા 'પિપલ્સ પબ્લિશિંગ હાઉસ'નો હું આભાર માનું છું. એ મંજૂરી
મેળવવામાં મને સહાય કરવા બદલ કોમરેડ સજ્જાદ ઝહીરનો પણ હું ઉપકૃત છું.

ગુજરાતના લેખકો સામે મારી એક ગંભીર ફરિયાદ છે. દુનિયા આખી
જ્યારે દવે બળે છે ત્યારે જાણે સ્થિતપ્રજ્ઞ શા ગુજરાતી કવિઓ, નવલકારો ને
બીજા લેખકો તો તેમના જૂનાપુરાણા ચીલામાં જ ચાલ્યા કરે છે. આ પુસ્તક
પ્રસિદ્ધ કરીને એમનું લક્ષ આજના આ સર્વોપરિ સવાલ તરફ હું દોરવા
માગું છું. ફાસીઝમ સંસ્કૃતિ સામે જ્યારે પડકાર ફેંકે છે ત્યારે
ગુજરાતની સંસ્કૃતિના પ્રતિનિધિસમા એના લેખકો એનો શો જવાબ
આપવાના છે? મારી માન્યતા છે કે વૃત્તિનાં અભાવને કારણે નહિ. પણ
સંકુચિત મનોદશા અને માનવસ્વભાવસહજ નિષ્ક્રિયતા (Innertia)
જ આને માટે જવાબદાર છે. પણ કાળનાં બળો એમને એમ ઊંઘવા નહિ
દે. એમણે જાગવું જ પડશે.

'મે-દિન'
વિદ્યાવિલાસ, ખાર
મુંબઈ.

ધનવન્ત ઓઝા

અ ર્પ ણ
કુચ્યૂર બિરાદરોની
સ્મૃતિને

પ્રકાશક : ધનવંત પ્રિ. ઓઝા વિદ્યાવિલાસ : દસમો રસ્તો ખાર મુંબઈ ૨૧
મુદ્રક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ : સ્વાશ્રય મુદ્રણાલય ગીબરોડ રાણપુર

# ઉર્દુ પુસ્તકમાંના કૉમરેડ સજ્જાદ ઝહીરના આમુખમાંથી



આ નાટકો તદ્દન નવી ઢબનાં છે, એમનું ઘડતર પણ નવા જ પ્રકારનું છે. એ નાટકો રંગભૂમિ માટે નથી પણ પાંચદસ મિનિટના રેડિયો પ્રોગ્રામ માટે લખાયાં છે. એના અભિનેતા કોઇ સ્ટુડિયોમાં બંધ, પોતાના શ્રોતાઓથી છુપાયેલા રહે છે. એમનો માત્ર અવાજ રેડિયો સાંભળનારના કાનના પડદા પર અથડાય છે. એના શ્રોતા કોઇ સિનેમા કે નાટકના તમાશબીન નથી. પણ પોતાના ઘરની ચાર દીવાલોમાં આરામથી બેઠેલા લોકો હોય છે. એ તો સ્પષ્ટ છે કે આ રેડિયો-નાટક—જે માત્ર ધ્વનિ મારફતે દૂર બેઠેલા શ્રોતાજનો પર અસર ઊપજાવવા તેમ જ એમના મનોરંજન માટે લખાયાં છે—તે રંગભૂમિનાં નાટકો કરતાં તદ્દન ભિન્ન પ્રકારનાં હશે. જ્યારે આપણે તેને વાંચીએ છીએ ત્યારે એનો ધ્વનિ પણ વિલીન થઇ જાય છે અને આપણા હૃદય અને મગજ પર અસર ઊપજાવનાર તરીકે કેવળ શબ્દ અને અર્થ જ સાધન તરીકે રહી જાય છે. પ્રસ્તુત નાટકોની ખૂબી એ છે કે આ મર્યાદા હોવા છતાં તેનામાં અસર ઊપજાવવાની શક્તિ છે, સૌંદર્ય છે અને વિશ્વયુદ્ધના યુગમાં ઉદ્‌ભવેલી નવી વિચારસરણી પણ છે.

પ્રગતિવાદી સાહિત્યની પ્રવૃત્તિનું પાયાનું સૂત્ર વાસ્તવવાદ છે. આ રીતે "અવામ" (જનતા)ને સુખદુઃખનું ચિત્ર દોરી એમની જીવનમથામણોનું આલેખન કરવા અને તે ઝળકતા ભાવીનો રાહ બતાવવા માગે છે કે જેના માટે માનવતા આ યુગમાં પ્રવૃત્તિશીલ છે.

*　　　*　　　*

આ નાટિકાઓના લેખકો એક ચોક્કસ દૃષ્ટિબિન્દુ ધરાવે છે. તેઓને માત્ર આધુનિક યુદ્ધમાં જ ઊંડો રસ નથી, કે નથી તેઓ એમાં બનતી ઘટનાઓનાં

જુદાં જુદાં સ્વરૂપો પર પોતાની વેધક કળાદૃષ્ટિ ફેંકી, આપણી સામે મનોરંજક નાટકીય મુદ્દાઓ પીરસવા માગતા; પણ તેઓનો આશય આ નાટકો દ્વારા વાચકોના મન પર એક ખાસ અસર ઉપજાવવાનો છે. તેઓ વિચારો અને ઊર્મિઓને એક ચોક્કસ માર્ગ તરફ વાળવા માગે છે.

*　　　*　　　*

હિંદુસ્તાન પર પણ આજે ચારે તરફથી ભય અને આફતના વાદળાં ઘેરાઈ રહ્યાં છે અને તેમાંથી માત્ર કોમી એકતા જ આપણને બચાવી શકે છે. નિશસ્ત્ર હિંદી "અવામો" પણ ચીનાઓની પેઠે ફાસીસ્ટોના પગને આ ભૂમિ પર સ્થિર થવા દેશે નહિ અને રશીદ જહાના એક પાત્રની પેઠે કહેશે:

"અરે રડ નહિ. હિંમત ન હાર. હજી તારો મોટો છોકરો ખેતરમાં જીવતો છે, તારો જ નહિ પણ ચીનના હજારો છોકરા ખેતરમાં છુપાઇને બેઠા છે. તેઓ પણ એક દિવસ પાકની પેઠે ઊગશે અને તેઓ બધા મળીને પોતાના બહેન–ભાઇઓના ખૂનનો બદલો લેશે."

આ નાટિકાઓ મારફતે જે વિચારો અને ઊર્મિઓ વ્યક્ત કરવામાં આવ્યાં છે તે ઉર્દૂના પ્રગતિવાદી સાહિત્યમાં નવા જ છે અને જે વિચારસરણીને તેઓ રજૂ કરે છે તેનો યુગ પણ એક જ વરસથી શરૂ થયો છે. ઉર્દૂના ઉત્તમ નવયુવક સાહિત્યકારોની પ્રગતિપ્રિયતા, એમની આઝાદી માટેની લાગણી, એમની સામાજિક ભાવનાને હું જાણું છું એટલે મને જરા પણ શંકા નથી કે આપણા સાહિત્ય માટે ટૂંક વખતની અંદર પ્રગતિપ્રિયતાનો આ નવજનનો યુગ નવલિકાઓ, કાવ્યો. ગીતો અને નાટકોના સ્વરૂપે પૂરબહારમાં ઝળહળી ઊઠશે અને આપણા સમગ્ર સાહિત્ય પર એવી રીતે છવાઈ જશે જે રીતે આ પૂર્વેના યુગમાં સામાજિક ક્રાન્તિકારી કૃતિઓ આપણા સાહિત્ય પર છવાઈ હતી.

# ૬૨૭

●

લેખક : સીબતે હુસેન

[જાપાનના અધિકારી વર્ગે શહેનશાહની આંધળી ભક્તિની એવી જાળ બીછાવેલી છે કે જાપાની સૈનિક આત્મહત્યાને પણુ કોમની મહાન સેવા ગણવા લાગ્યો છે. સમસ્ત પ્રજા અંધ અનુકરણના પ્રવાહમાં તણાઈ રહી છે. પ્રવાહની ધારા એટલી તીવ્ર છે કે સત્ય, સ્વાતંત્ર, ન્યાય અને શાંતિ—ટૂંકમાં કહો કે એ બધાં શુભતત્ત્વો કે જેના પર સંસ્કૃતિની દીવાલો ઊભી છે—તરણાની પેઠે તેમાં તણાઇ રહ્યા છે. તોબારા આવો જ એક સૈનિક હતો. જેની જીવનનાવ બર્માના કિનારા સાથે અથડાઈને ડૂબી હતી.]

● ● ●

બુઢ્ઢી માતા : મારા બાળ, તારી આંખ પર શું બિલકુલ પરદો પડી ગયો છે? શું તારા સૈનિકપિતાના જીવનમાંથી તને કશી જ પ્રેરણા નથી મળતી?

પુત્ર : હા, મને મારા પિતાના જીવન પર ગર્વ છે. એમણે દેશની ખાતર પોતાના પ્રાણનું બલિદાન આપ્યું હતું.

માતા : પુત્ર, તું ભૂલે છે. તારો બાપ તો મંચુરિયાની ભૂમિ પર મરણને શરણ થયો હતો. મંચુરિયા આપણો દેશ ન હતો. મંચુરિ-ગાના લોકોએ આપણા દેશ પર હુમલો પણ નહોતો કર્યો.

પુત્ર : જ્યાં સુધી ચીન આઝાદ છે ત્યાં સુધી જાપાનની આઝાદી ભયમાં છે.

માતા : પણુ બેટા! ચીને તો કયારેય કોઇ પણુ દેશ પર હુમલો નથી કર્યો.

પુત્ર : હુમલો કેમ નથી કર્યો! એણે બધી જગ્યાએ પહેલાં અમારા પર હુમલો કર્યો એટલે જ અમે જવાબ રૂપે તેના પર હુમલો કર્યો—અને તું કહે છે કે એણે હુમલો જ નથી કર્યો! આ બધું ખોટું ખોટું તને કોણે ભરાવી દીધું છે?

માતા (રડતાં રડતાં) : હા, મારા બાળ. મને જ કોઈએ ઊંધું સમજાવી દીધું છે, ઠીક ત્યારે, તમે બ્રહ્મદેશ પર ચઢાઈ કરી છે તો મને કહોને કે તેણે તમારા પર કયારે હુમલો કર્યો હતો ?

(સૈનિકની નાની બાળકી દોડતી દોડતી આવે છે.)

બાળકી : બાપુજી ! બાપુજી ! મને પેલું ફૂલ તોડી દો ને ! એ પેલું લાલ લાલ. હું મારી ઢીંગલીને પહેરાવીશ.

પુત્ર : કયાં છે લાલ ફૂલ.

માતા (ધીમા સાદે) : દુર્ભાગી બાળકી ! તારો પિતા નિર્દોષ ચીનાઓ અને નિરપરાધી હિંદીઓના લોહીથી જાપાનના રોપાઓ સીંચશે. દુર્ભાગી બાળકી !

(સૈનિકોની કૂચકદમનો ધ્વનિ)

● ● ●

—૧૯મી ડિસેમ્બરના દિને જાપાનથી રવાના થયેલા જહાજમાં જે સૈનિકો હતા તેમાંનો તોબાશા એક સૈનિક હતો. ૧૯મી ડિસેમ્બરથી એ મરણને શરણ થયો ત્યાં સુધી પોતાની નોંધપોથીમાં તેણે સૈનિકોની જીવનઘટનાઓની જે નોંધ લખી હતી તેના પરથી જણાય છે કે એ સેનાઓ એશિયાની સુંદર અને પવિત્ર ભૂમિનું કેવી નિર્દય રીતે મેદાન-મેદાન કરી રહી છે.

તોબાશાએ એ નોંધપોથીમાં કેદીઓની કતલની કથનીઓ ખૂબ રસપૂર્વક ને સવિસ્તર લખી છે અને એણે બ્રહ્મદેશવાસીઓને અને હિંદીઓને કે જે એમના દેશની દષ્ટિએ ગુલામ થવાને જ સર્જાયા હતા તેમને કેવી રીતે લૂંટયા અને અપમાન્યા તેની વિગત આપી છે.

● ● ●

**તોબાશાની નોંધપોથી**

—આજે ૧૯મી ડિસેમ્બર છે. એ મારો જન્મદિન છે. આજે ઘરે હોત તો કેવો આનંદ આવત. માના આશીર્વાદ, બાળકીનો પ્રેમ, પત્નીની ભક્તિ, મિત્રોનો સદ્ભાવ—આશીર્વાદના બધા જ દ્વારો આજે મારા માટે ખુલ્લા હોત. પણ હું તો સમ્રાટનો દાસ છું. મારા મગજમાં એ ભયંકર ખ્યાલ આવવો એ પણ મહા-

પાપ છે. જાપાન દુશ્મનોના હુમલાથી ઘેરાએલું છે. મારું કર્તવ્ય એને તે મુસીબતમાંથી બચાવવાનું છે. આહ ! કેવો ભયંકર વિચાર !

—આજે જાન્યુઆરીની ૭મી તારીખ છે. આ ઇલાકામાં હિંદીઓની વસતિ ઠીક પ્રમાણમાં છે. પહેલાં તો એ લોકો અમારો સામાન ઊચકવા માટે રાજી નહોતા પણ અમે પાંચ હિંદીઓને અમારા મનોરંજન ખાતર ચાવલના ખેતરમાં ગોળીથી ઠાર કર્યા એટલે એમની શુદ્ધિ ઠેકાણે આવી ગઇ.

હવાઇ હુમલાઓથી હેરાન હેરાન થઇ ગયા છીએ. આ અમેરિકન હવાઇ વિમાનીઓ પણ જબરા નીડર છે. કોણ જાણે જાપાની વિમાનીઓ આવા ક્યારે બનશે.

—આજે ૨ જી ફેબ્રુઆરી છે. અમે મોલમીન પર હુમલાની તૈયારી કરી રહ્યા છીએ. કાલે મોલમીનના એક કારખાના પાસે ખૂબ મજા આવી. અમે કેટલાક હિંદીઓને કેદ પકડ્યા હતા. એમાં ત્રણ મજૂર નેતાઓ પણ હતા, જે કેદીઓને બળવો કરવાની યુક્તિઓ બતાવતા હતા અને જાપાની સૈનિકોને પણ ઊંધે માર્ગે દોરવાના પ્રયત્ન કરતા હતા. અમે તેમના બન્ને હાથો બાંધીને બેયોનેટના પ્રયોગ તેમના પર અજમાવ્યા. અમારા પર એવું ફરમાન નીકળ્યું છે કે અમારે કેદીઓને ગોળીથી ઠાર નહિ કરવા. કારણકે આથી ગોળીનો દુરુપયોગ થાય છે. અમારે કેદીઓને બેયોનેટથી વીંધવા કે જેથી ઘાયલ થઇ તેઓ મરણ પામે.

—આજે પાંચમી માર્ચ છે. અમે આજે પીગુ પર ઘેરો ઘાલ્યો છે. આ શહેરમાં ખૂબ ગમ્મત પડશે. સમ્રાટના આશીર્વાદથી અમે કાલ પરમ દિવસ સુધીમાં શહેરમાં બેઠા આનંદની જયાફત ઉડાવી રહ્યાં હશું.

[ તોબાશાની આ આશા અપૂર્ણ રહી. બીજે દિવસે એનું શબ હાથ આવ્યું. ]

# મોચીનો છોકરો

•

**લેખક : સીબ્તે હુસેન**

પહેલો અવાજ : યાર ! આ ધુમ્મસમાં ઓરડામાં ભરાઇને શું કરી રહ્યો છે. અને આ મેજ પર શું બીછાવેલું છે ?

બીજો અવાજ : કંઇ નહિ. એ તો કોકેસસ પર્વતનો નકશો છે. સ્ટાલીનમાર્ડની લશ્કરી અગત્યનું મનન કરી રહ્યો છું.

પ૦ અ૦ : અરે ભાઈ! ભલા ગામનું નામ કાં બગાડો? ઝારીત્સીન કહેવામાં કંઇ તકલીફ પડે છે ?

બી૦ અ૦ : તને તો ઝાર પ્રત્યે ખૂબ જ પ્રેમ લાગે છે !

પે૦ અ૦ : એવું કંઇ નથી. પણ કરવું શું? આ તારા મોચીના છોકરાના દીદાર તો ડાકુ જેવા છે.

બી૦ અ૦ : પણ મહાશયજી, બર્નાડ શો જેવી મહાન વ્યક્તિ કહે છે કે સ્ટાલીન યુરોપના શાસકોમાં બધાથી વધારે ખુબસુરત છે.

પે૦ અ૦ : પણ છે તો મોચીનો છોકરો ને !

* * *

આ મોચીના છોકરાના માબાપ ઘણા ગરીબ હત.. તેઓ તિફ્લસમાં ગોરી નામે ગામડામાં રહેતા હતા. યુવતી કેથેરાઇને ઉપરા-ઉપર ત્રણ સંતાનોને જન્મ આપ્યો. પણ એ ત્રણે માતાની ગોદમાં જ દેવલોક પામ્યા. હવે ચોથા સંતાનની આશા બંધાણી.

કૅથેરાઇને પ્રભુને પ્રાર્થના કરી : "હે પ્રભુ ! તારા પુત્ર જિસસ ક્રાઇસ્ટ, પવિત્ર માતા મેરી અને પવિત્ર ગીરજાના શપથ લઇને હું પ્રતિજ્ઞા કરું છું કે આ વખતે જો તેં મને પુત્ર અર્પણ કર્યો તો હું તેને તારી સેવા માટે અર્પણ કરી દઇશ અને તારા પ્રશસ્તિ પામેલા સેવક સેન્ટ જોસેફના નામ પરથી એનું નામ જોસેફ પાડીશ."

અને ૧૮૭૯ના ૨૧મી ડિસેમ્બરના દિને દસારી જોગાશ વેલીના ઘરે એક સંતાનનો જન્મ થયો, જે કેટલાય દિવસો સુધી સોસો નામે ઓળખાયો. સોસોની માતા, પોતાની પ્રતિજ્ઞા અનુસાર, એને તિફ્લીસની ધાર્મિક પાઠશાળામાં મૂકી આવી. અહીં તેણે પાંચ વરસ સુધી પાદરીઓ પાસેથી ધર્મશિક્ષણ લીધું. પણ આ શિક્ષણે સોસોને પાદરીના બદલે ક્રાંતિકારી બનાવી દીધો.

* * *

એક મહેતો : શ્રીમાન, હું આપને દરખાસ્ત કરું છું કે સોસોને પાઠશાળામાંથી કાઢી મૂકવો જોઇએ. કારણ કે એ ક્રાંતિકારી બની ગયો છે.

પાદરી : એનો પુરાવો—

મહેતો : શ્રીમાન, અમે એનો એક પત્ર પકડયો છે જે એણે પોતાની માતાને લખ્યો હતો. જુઓ, આ રહ્યો તે પત્ર.

પાદરી ધીમા સાદે પત્ર વાંચે છે : "અહીંનુ જીવન કેદખાનાના જીવનથી પણ ભયંકર છે. અમારી પાછળ જાસૂસ લાગેલા રહે છે. અમે ભોજન કરવા જઇએ તો અમારા બિસ્તરા અને મેજની જડતી લેવામાં આવે છે. અમને કોઈ બહારના માણસ સાથે મળવાની છૂટ નથી. હવે તો સખતાઇ એટલી વધી ગઇ છે કે, મા, જો તું મળવા આવે તો તને મહામેહનતે પરવાનગી મળે. પણ અમે લોકો બદલો લેશું. અમારી એક નાની ટોળી બની છે અને અમને એવા પુસ્તકો પણ મળી રહે છે, જેના વાચનથી અમને માલૂમ પડે છે કે જો અમે એકત્ર થઇને કામ કરીએ તો કેવળ પાઠશાળા નહિ પણ આખીય

સરકારના તખતાને ઉથલાવી દઇ શકીએ.” (ગુસ્સાથી) મૂર્ખ! અમારો તખ્તો ઉથલાવી પાડવો છે? બોલાવો એ મોચીના છોકરાને.

પાદરી (સ્ટાલીનને સંબોધીને): આ પત્ર તેં લખ્યો છે?

સ્ટાલીન: હા સાહેબ. હા જી, મેં લખ્યો છે.

પાદરી : કેમ?

સ્ટાલીન: એટલા માટે કે મેં જે કંઇ લખ્યું છે તે સાચું છે.

પાદરી: વારૂ. તો તમે અહીંથી પધારો અને તમારા સત્યનો પ્રચાર આ પાઠશાળાની બહાર કરો.

* *

સ્ટાલીને ૧૮૮૯માં પહેલી વાર રશિયાના ક્રાંતિવાદી જંગમાં પગલાં માંડયાં, એવા પગલાં કે જે સદા આગળ અને આગળ કૂચ કરતાં રહ્યાં છે.

પહેલો અવાજ: તિફ્લીસ–બાકુમ અને બાટુમ– જે આજે બધાનું દૃષ્ટિકેન્દ્ર બન્યા છે–ત્યાં ૧૩ વરસ સુધી સ્ટાલીને મજૂરીનું જીવન વિતાવ્યું હતું.

સ્ટાલીન: મને ૧૮૯૮નો ક્રાંતિદિન યાદ છે. એ વખતે મને તિફ્લીસની રેલ્વેમાં કામ કરતા મજૂરોને રાજકીય શિક્ષણ આપવાનું કામ સુપ્રત થયું હતું. અહીં જ મને ક્રાંતિના પહેલા પાઠનું શિક્ષણ મળ્યું હતું. અને મારા બધાથી પહેલા શિક્ષકો તિફ્લીસના મજૂરો હતા.

—અને આ તેર વરસ દરમિયાન તે આઠ વખત જેલમાં ગયો. સાત વખત દેશપાર થયો, એમાંથી જે વખત બચ્યો તેમાં એણે કોકેસસ પ્રદેશના મજૂરોના સંગઠનને સંગીન બનાવ્યું.

પહેલો અવાજ: વારૂ, દોસ્ત! એક પ્રશ્ન વધારે. મને એટલું બતાવો કે આ તમારા સ્ટાલીનને યુદ્ધકળાની કંઈ ગતાગમ ખરી? કે અમસ્તું જ તમે એને પોલાદી માણસનો ખિતાબ આપી દીધો છે!

બીજો અવાજ : રશિયાના આન્તરવિગ્રહનો ઇતિહાસ વાંચો એટલે તમને ખબર પડશે કે એ દિવસોમાં સ્ટાલીનગ્રાડ–માફ કરજો ભૂલ્યો–તમારા ઝારીત્સીનમાં સ્ટાલીને બળવાખોરોને કેવી સજ્જડ હાર આપી હતી.

સ્ટાલીન : હું જૂન ૧૯૧૮ના દિને, ઝારીત્સીનમાં, મજૂરોના એક જથ્થા સાથે દાખલ થયો–યુક્રેઇન અને સાઇબીરિયાના અનાજ પેદા કરનારા પ્રદેશો અમારા હાથમાંથી નીકળી ગયા હતા. હવે ક્રાંતિકારીઓની જીત ઉત્તર કોકેસિયસ અને વોલ્ગાની ખીણો પર અવલંબિત હતી. આ ઇલાકાઓમાં જવાનો માર્ગ, ઝારીત્સીનમાંથી થઇને છે. બળવાખોરો એના પર જો કબજો મેળવી લેત તો પછી તેલના ઝરા પણ એમના કબજામાં ચાલ્યા જાત. મેં ૧૦મી સેના અને કોમરેડ વોરોશીલોવની મદદથી ઝારીત્સીનમાંથી બળવાખોરોને હાંકી કાઢયાં.

—પણ બળવાખોરોના સેનાધિપતિ ડેનીકીનની સેના ડોનેઝના પ્રાંતમાં બરોબર આગળ વધી રહી હતી. લેનીને આથી સ્ટાલીનને તે મોરચો સંભાળવાને મોકલ્યો.

સ્ટાલીન : કોમરેડ ટ્રાટસ્કી, હું આપનો નકશો જોઇ શકું છું? અને હા, આપ જરા મને એ તો બતાવો કે આપ ડેનીકીનની સેનાને રોકવા માટે કયો માર્ગ લેવા માગો છો?

ટ્રાટસ્કી : જુઓ આ રહી વોલ્ગા નદી–અને આ છે નોવરસ્ક. હવે આપણે વોલ્ગાના કિનારે કિનારે નોવરસ્ક પર હુમલો કરીએ તો ડેનીકીનને પીછેહઠ કરવી પડશે.

સ્ટાલીન : પણ પીછેહઠ કરવાથી એનો મોરચો તો નહિ તૂટે.

ટ્રોટસ્કી (વ્યંગમાં) : તો પછી આપ જ બતાવોને કે આપ કોઇ નકશો મોસ્કોથી લાવ્યા છો?

સ્ટાલીન : નહિ, મારક્રોથી તો નથી લાવ્યો પણ આ આખોય લોકો મેં મારા પગ તળે ખૂંદી નાખ્યો છે. મારી યોજના એ છે ડેનીકીન પર સામેથી હુમલો કરવાને બદલે ત્રણ દિશાઓથી તેના ર હુમલો કરવામાં આવે—એક બેટાલિયન રોસ્ટોવથી ઉત્તર તરફ આગળ વધે અને બીજી ખારકોફથી પૂર્વ–દક્ષિણ તરફ અને ત્રીજી ારત્સીનથી પશ્ચિમ તરફ.

ટ્રોટસ્કી : ફાયદો ?

સ્ટાલીન : આ રીતે ક્રાંતિવાદી સેના આગળ વધી શકશે. ારણ કે એ ઇલાકાઓની મજૂરવસતિ આપણી સાથે છે અને આ લાકાઓમાં રેલ્વેનો પણ સગવડ છે.

—અને આ રીતે સ્ટાલીને એ ઇલાકાઓમાં કે જ્યાં આજે લાલ ેના નાઝીઓનો મુકાબલો કરી રહી છે ત્યાં આજથી ૨૪ વરસ હેલાં બળવાખોરોને શિકસ્ત આપી હતી.

પહેલો અવાજ : આ મોચીનો છોકરો છે તો ચકાર.

બીજો અવાજ : જો આ મોચીનો છોકરો અને એના સાથી ા હોત તો કોણ જાણે નાઝી તમારી કેવી વલે કરત.

# ગો ગો લ



લેખક : સીબ્તે હસન

**ગો**રીંગ કહે છે કે જ્યારે કોઇ કળા અને સંસ્કૃતિની વાત કરે છે ત્યારે મારા હાથ આપોઆપ પિસ્તોલ તરફ વળે છે. ગોરીંગ જ નહિ પણ પ્રત્યેક નાત્સી કળા અને સાહિત્યનો કટ્ટો વેરી છે. ખબર મળ્યા છે કે નાઝી સેનાઓએ રશિયાના વિખ્યાત નવલકથાકાર ગોગોલની જન્મભૂમિ સોરોશનને બાળી નાખી છે. ગોગોલના ઘરને સોવિયેટ સરકારે પ્રદર્શનના રૂપમાં ફેરવી નાખ્યું હતું અને તેને ગોગોલના હસ્તલિખિત પુસ્તકો અને તેના પોતાના લખાણોથી શણગારી દીધું હતું. એ બધી વસ્તુઓ બળીને ભસ્મીભૂત થઇ ગઇ છે.

નાત્સીઓએ પહેલાં ટોલસ્ટોયના ઘર અને પુસ્તકાલયનો આવી જ રીતે નાશ કર્યો હતો. ફાસીસ્ટોની નવ-રચનામાં સાહિત્યને સ્થાન નથી.

સોરોશન્ઝી ડોન નદીના કિનારા પર આવેલ કોઝેક વસ્તી છે. ૧૩૩ સાલ પહેલા આ સ્થાને ગોગોલ એક કોઝેક કુટુંબમાં જન્મ્યો હતો. એની આયા એને કોઝેક પ્રજાની વીરતા અને ડોન નદી પ્રત્યેના ભાવનાં ગીતો ગાઇ સંભળાવતી.

આયા :

હળોથી નથી ખેડાએલી આ આપણી ભૂમિ<br>
ઘોડાના ડાબલાથી છે ખેડેલી આ આપણી ભૂમિ.<br>
શિરોથી કોઝકો તણા જેનું વાવેતર થયું.<br>
શોભા વિધવા યુવતિઓથી ડોનની આપણી એની

ઉછાળા ડોન મારે અનાથોના દષ્ટિશરથી,
લહેર એની માબાપના ઠંડા નિશ્વાસોથી.

જિલ્લાની શાળામાં કેળવણી પામ્યા પછી ગોગોલ રશિયાની રાજધાની મોસ્કો જવા રવાના થયો. અહીં રશિયાના વિખ્યાત કવિ પુશ્કીન સાથે એનો ભેટો થયો.

**એક કાફે–હાઉસનું દૃશ્ય**

ગોગોલ : માફ કરજો; શું આપ જ પોલતાવાના રહેવાસી પુશ્કીન છો ?

પુશ્કીન : જી હા, મને જ પુશ્કીન કહે છે. કહો, મારું કંઈ કામ છે ?

ગોગોલ : નહિ, કામ તો કંઇ નથી. અમસ્તું જ પૂછયું. પોલતાવામાં આપના સંબંધી વાતો સાંભળી એટલે જરા મળવાની ઇચ્છા હતી. આજે સદ્દભાગ્યે મુલાકાત પણ થઇ ગઇ.

પુશ્કીન : શું આપ પણ પોલતાવાના છો ? આપનું શુભ નામ પૂછી શકું ?

ગોગોલ : મને ગોગોલ કહે છે. હું સોરોશન્ઝીનો રહેવાસી છું.

પુશ્કીન : અહીં કેમ આવવાનું થયું ? આપ ભણો છો ?

ગોગોલ : લેખન, વાચન અને આઝાદીની ઇચ્છા મને અહીં ખેંચી લાવી છે.

પુશ્કીન : આપ નોકરી કરશો ?

ગોગોલ : મારી ઇચ્છા તો આઝાદ સાહિત્યકાર બનવાની છે. પણ જીવવા માટે હાથપગ તો ચલાવવા જ પડશે ને ?

**કચેરી**

ગોગોલ (ધીમા સાદે) : મારાથી મહેતાગીરી નહિ થાય.

ચપરાસી : મિસ્ટર, તમને મોટા સાહેબ યાદ કરે છે.

સુપ્રિન્ટેન્ડન્ટ (સત્તાવાહી સ્વરે) : જો ભાઇ, આ કંઇ બાપાજીનું ઘર નથી કે નથી કૉલેજનો ભણવાખંડ કે ફાવે તેમ કરો. આ છે

સરકારી કચેરી, સરકારી! અહીં દિવાસ્વપ્નમાં નિમગ્ન રહેનારાઓનું કામ નથી. મને તમારા તરફ દિલસોઝી છે પણ મને ભય છે કે એકાકએવીચની જે વલે થઇ તેવી ક્યાંક તમારી પણ ન થાય. એની ભૂંડી વલણે એના પ્રાણનો ભોગ લીધો. તમે પણ એની પેઠે લાંબો અચકન મેળવવાની ચિંતામાં નિમગ્ન નથી ને?

ગોગોલ : લાંબો અચકન એ વળી શી વાત? સમસ્યાઓ નહિ વેરો. સાફ કહેવું હોય તે કહો.

સુપ્રિ : ભાઇ, માઠું નહિ લગાડતા. હું તો એકાકએવીચનો દાખલો આપી રહ્યો હતો. તેણે લાંબો અચકન બનાવવાની આશાથી આખી ઉમર પૈસો એકઠો કર્યો. પણ જે દિવસે અચકન બનાવ્યો તે જ દિવસે એ ચોરાઇ ગયો.

ગોગોલ : વારુ (પાછા ફરતાં) ચાલો ઠીક થયું. એક વાર્તાનું વસ્તુ મળ્યું.

**કાફે હાઉસ**

પુશ્કીન : કહો મિ. ગોગોલ! છો તો મજામાં ને?

ગોગોલ : જી, હા. મજામાં તો છું પણ મેં કચેરીની નોકરી છોડી દીધી.

પુશ્કીન : નોકરી છોડી દીધી! કેમ? ઝઘડો થયો?

ગોગોલ : ના; એવું કંઇ નથી. મને કચેરીની નોકરી જ પસંદ નથી. અલબત, કચેરીને લગતી એક નવલિકા મેં લખી છે. બનવા જોગ છે તમને ગમે.

(પછી ગોગેલે પોતાની વિખ્યાત નવલિકા Clock (ક્લૉક) ખૂબ રસપૂર્વક પુશ્કીનને સંભળાવી.)

ગોગોલ : કહો, નવલિકા કેવી લાગી?

પુશ્કીન : વાર્તા તો ઘણી સરસ છે. (દુઃખદ સ્વરમાં) પણ ભાઇ,

શું એક એકાકએવીચનના એક જ લાંબા અચકનમાંથી આપણે બધા નીકળ્યા છીએ.

ગોગોલ : મને તો એ કચેરી સામે ગ્રહ બંધાઇ ગયો છે. મેં પ્રતિજ્ઞા કરી છે કે એનું પોકળ ખોલીને જ હું જંપવાનો.

* * *

—અને ઝારશાહીનું પોગળ ખોલવા માટે એણે "ઇન્સ્પેકટર જનરલ" નામે એક કટાક્ષ—નાટિકા અને 'પ્રેતાત્માઓ' નામે એક કટાક્ષ નવલકથા લખી. "ઇન્સ્પેકટર જનરલ"માં એણે અધિકારી વર્ગની મજાક ઉડાવી છે અને "પ્રેતાત્મા"માં જમીનદારોની રેવડી કરી છે.

* * *

પુશ્કીન : ઓ પ્રભુ ! આપણો દેશ પણ કેવો વિચિત્ર છે !

ગોગોલ : કેમ ? શું આપ મારા વિચારો સાથે સંમત નથી ?

પુશ્કીન : નહિ, મારા દોસ્ત; સંમત તો છું પણ ડરી રહ્યો છું કે ક્યાંક આ પ્રેતાત્માઓ તમારો પીછો ન પકડે. તમે જરા વિચારવાનું ઓછું કરો નાખો.

—પુશ્કીનનો ભય ખરો પડયો. પ્રેતાત્મા લખ્યા પછી ગોગોલ એક વિચિત્ર માનસિક વ્યાધિમાં સપડાયો.

ગાડી ચાલવાનો અવાજ

ગોગોલ (જોરથી) : પ્રેતાત્મા મારી પાછળ પડયા છે. મને જેરૂસલેમ લઇ ચાલો. મને રોમ લઇ ચાલો. મને સ્પેન લઇ ચાલો.

—પણ દુનિયાના કોઈ પણ ભાગમાં એને શાંતિ જડી નહિ અને એ નિરાશ હૃદયે મોસ્કો પાછો ફર્યો.

ગોગોલ (જોરથી) : હું મારા બધા પુસ્તકો બાળી નાખીશ. હું મારા લખાણનો અક્ષરે અક્ષર મિટાવી દઇશ. બાળી નાખો આ પુસ્તકોને—હા ! હા ! હા ! જુઓ, આ જ્વાલાઓ કેવી સુંદર છે ? આ લપ લપ

કરતી એની લાલ લાલ જીભો તો જરા જુઓ! જુઓ, એમાં એ પ્રેતાત્માઓ નૃત્ય કરી રહ્યા છે—એમને નૃત્ય કરવા દો. મૃત્યુનું નૃત્ય—હા, મૃત્યુનું નૃત્ય—(કોઇના પડવાનો અવાજ)

—એણે મરવા પહેલાં પોતાના મુસદ્દા બાળી નાખ્યા. પણ એના પુસ્તકોની અસરને દૂર કરી શકયો નહિ. સો વરસ પછી પણ દુનિયાનો પ્રત્યેક સભ્ય મનુષ્ય એ પુસ્તકોને રસપૂર્વક વાંચે છે અને એક આંખે હસે છે બીજી આંખે રડે છે—અને આજે સો વરસ બાદ બીજીવાર એના પુસ્તકોને આગ લગાડવામાં આવી છે. પણ એ આગ લગાડનારાઓને કદાચ ખબર નહિ હશે કે પુસ્તકોને આગ લગાડવાથી એની અસર વધુ તીવ્ર અને વ્યાપક બને છે.



# આ પૂર્વના હિતવાંછુઓ !

[ જાપાનીઓએ છેલ્લી પાંચ સાલ દરમિયાન ચીનની ભૂમિ પર ખૂબ જ જુલમોની ઝડી વરસાવી છે. આ જુલમોમાં કેટલાક તો એવા હૃદયદ્રાવક છે કે સંસ્કૃત જગતને તેના દાખલા માનવભક્ષક સમાજમાં પણ નહિ મળે. દાખલા તરીકે પિચકારી મારફતે બાળકોના શરીરમાંથી લોહીનું એકેએક ટીપું ચૂસી લેવું એ તો જાપાનીઓનો નિત્યક્રમ છે. નિર્દોષ બચ્ચાંઓના આ લોહીનો કાયદેસર વેપાર પણ કરવામાં આવે છે. ]

× × ×

એક સ્ત્રી : અરે બહેન ! શું કરું ? આ બાળકોને ક્યાં સંતાડું ? સાંભળો, પેલા આવે છે મુવા જાપાની. અરે બોલતી કેમ નથી ? તને શું થઇ ગયું ? તારો છોકરો ક્યાં ? ( પોતાના છોકરાને સંબોધીને ) ઓ હતભાગી ! જા, પેલા ભૂસામાં લપાઇ જા. ચાલ હું તને જલદીથી સંતાડી દઉં. બિલકુલ અવાજ ન કરતો હો ! નહિ તો આ ખૂની જાપાનીઓ તને પકડી લઈ જશે. કેમ બહેન, તને શું થયું ? આમ કાં જોઈ રહી ? તારું બચ્ચું ક્યાં ? બોલાવ ને. એને પણ ભૂસામાં સંતાડી દઇએ.

બીજી સ્ત્રી ( જે ગુપચૂપ બેઠી છે ) : એને જાપાની પકડી ગયા.

પહેલી સ્ત્રી : ક્યારે ?

બીજી સ્ત્રી : થોડી વાર થઇ.

પહેલી સ્ત્રી : હાય, હાય, અને છોકરી ?

બીજી સ્ત્રી : તેને પણ લઇ ગયા.

પહેલી સ્ત્રી (પોતાના છોકરાને): અરે કર્મફૂટયા. જલ્દી કર. જલ્દી છુપાઇ જા અને પેલા ક્યાં છે બન્ને ભાઇબહેનો રસ્તા પર રમવા ગયા હતા તે ? મારું તો હૈયું મોઢામાં આવે છે.

( એક પુરુષ ગભરાયેલો આવે છે. )

પુરુષ : અરે તારા બચ્ચાંઓને સંતાડી દે. આજે આ બદમાશો આખા ગામનાં બચ્ચાં પકડીને લઇ જવા માગે છે.

પહેલી સ્ત્રી : ભાઇ ! હું કયાં સંતાડું ? આ ભૂસું જ છે. એ તો પોળમાં રમવા ચાલ્યા ગયા છે. જરા જલ્દી અહીં મોકલી આપજો ને. મારી સમજમાં નથી આવતું કે એ લોકો બચ્ચાઓનું શું કરે છે ?

પુરુષ : લોહી કાઢે છે. બધું જ લોહી.

પહેલી સ્ત્રી : લોહી ! હાય ! મારો—અરે ચુપચૂપ પડયો રે. હલ નહિ. અરે ભાઇ ! ઊભા જોઇ શું રહ્યા છો ? જાઓ—

પુરુષ : ભૂસામાંથી કાઢી લેશે. પેલી તરફ ખેતરમાં સંતાડી આવો.

પહેલી સ્ત્રી : નીકળ જલ્દી, નીકળ. આ નાનાને શું કરું ! અને પેલાં બે કયાં ગયા ?

પુરુષ : બેટા, જો આ સામે ખેતર છે. પેટપર ચાલીને ભાગ.

(પાસેના ઘરમાં સપાહીઓ દાખલ થવાનો અવાજ આવે છે.)

એક સિપાહી : તારા છોકરાને આમ લાવ.

પહેલી સ્ત્રી : અરે ! કોઇ બતાવો આ ખોળાના છોકરાને શું કરું ? લો ભાઇ તમે જ એને ક્યાંક સંનાડી દો ને ! મારા તો હાથપગ ફૂલી ગયા છે.

બીજી સ્ત્રી : એ તો ખૂણેખૂણો શોધે છે આ જાપાની ખૂની વરૂઓ !

પુરુષ : લ્યો મેં ગોળાની પાછળ સુવાડી દીધો છે.

પહેલી સ્ત્રી : એના પર થોડીક માટી નાખી દો. મોઢું ખૂલ્લું રહેવા દેજો. અરે મારું હૃદય ! મારા પેલા બે બચ્ચા.

બીજી સ્ત્રી : એને પણ લઇ ગયા.

પેહેલી સ્ત્રી : હાય ! સાચું કહોને.

બીજી સ્ત્રી : મેં મારી આંખે જોયું.

(સિપાહીઓ આવે છે)

એક સિ. : ક્યાં છે તમારા બચ્ચાં ?

પહેલી સ્ત્રી : મારે કોઇ બચ્ચું નથી.

બીજો સિ. : હં અને તારું ?

બીજી સ્ત્રી : મારે પણ કોઈ બચ્ચું નથી.

બીજો સિ. : બે જુવાન બૈરીઓ અને એક પણ બચ્ચું નહિ !

પેલો સિ. : એમ કે ? બચ્ચું નથી ? આ ચીની બૈરાંઓને તો વરસમાં બે વાર બાળકો જન્મે છે. ચાલો જલ્દી કરો. બતાવો, ક્યાં સંતાડ્યા છે ?

બીજી સ્ત્રી : મારા બચ્ચા તો તમે સવારે જ ઉપાડી ગયા હતા.

પહેલી સ્ત્રી : અને મારા બે બચ્ચાને તમે સડક ઉપર રમતા હતા ત્યાંથી પકડી ગયા હતા.

બીજો સિ. : બસ, તારે બે જ હતા ? અને આ તારા કપડા દૂધમાં કેમ ભીંજાએલા છે ? ક્યાં છે તારો દૂધપીતો બચ્ચો ?

પહેલી સ્ત્રી : એ તો......એ તો......

બીજી સ્ત્રી : એ એની બહેનની કેડે હતો. તમે બન્નેને પકડી ગયા.

પહેલો સિ. : અરે યાર ! એ તો તે જ છે. આ ચીની સ્ત્રીઓ હોય છે આપણી સ્ત્રીઓ કરતા વધારે ખુબસૂરત, કેમ નહિ ?

બીજો સિ. : અહીં આવ. ત્યાં કેમ ઊભી છે ?

બીજી સ્ત્રી : હું નથી આવતી. એક વખત મારી આબરુ લઇને પણ નથી ધરાયા ?

સિપાહી : આવે છે કે નહિ ?

પહેલી સ્ત્રી : ભલી બહેન ! ચાલી જાને. એ ન આવે તો મને લઇ જાઓ.

સિપાહી : તને લઇ જઇને શું કરીએ ? મોઢું તો જુઓ જાણે. સો વરસની ઘરડી. કેમ છે ને દોસ્ત ?

(ખખડાટ હસે છે)

બી. સિપાહી : અરે ઓ, ચાલે છે કે નહિ ?

ચીની પુરુષ : ચાલી જા બહેન.

બીજી સ્ત્રી : તું ચીની પુરુષ થઇને આમ કહે છે.

પુરુષ : હા. હું કહું છું.

(બચ્ચાંના રડવાનો સાદ અંદરથી આવે છે)

એક સિપાહી (સ્ત્રીને લપડાક લગાવી) : જૂઠું બોલતી હતી કે ?

પહેલી સ્ત્રી : પ્રભુ ખાતર દયા કરો. એ બચ્ચા તો પકડી ગયા. આને તો છોડી દો !

(સિપાહીઓ પાછળ દોડે છે—)

(વિરામ)

ચીની પુરુષ : બહેન, તમે એક વધારે ચીની છોકરાની જિંદગી બચાવી શકત પણ તમને તમારી ઇજ્જત—

(બચ્ચું ફરી રડે છે)

પહેલી સ્ત્રી : અરે જુલમીઓ ! તમે તો ખૂની પશુઓથી પણ નપાતર છો. (રડે છે)

(સિપાહીઓ હસતા હસતા ચાલ્યા જાય છે—બીજી સ્ત્રીને પોતાની સાથે ઘસડે છે.)

બીજી સ્ત્રી : છોડી દો મારો હાથ. (લઇ જાય છે)

ચીની પુરુષ : અરે રડ નહિ. હિમંત ન હાર, હજી તારો મોટો છોકરો ખેતરમાં જીવતો છે. તારો જ નહિ ચીનના હજારો છોકરા ખેતરમાં લપાઇને બેઠા છે. એ પણ ખેતરમાંના અનાજની પેઠે એક દિન ઊગશે અને બધા મળીને પોતાના ભાઇબહેનોના ખૂનનો બદલો લેશે.

# નફરત

લેખક : રશીદ જહાં

●

[કેટલાક રશિયન સૈનિકો પીલ બોક્સમાં સાવધાન બેઠા છે]

એક સૈનિક : ડીમીટ્રી હજી સુધી નથી આવ્યો ?

બીજો સૈનિક : આવતો હશે. ઘણીવારથી ગોળીબાર બંધ છે.

પહેલો સૈનિક : રાત કેટલી ઠંડી છે ? જો કંઇ મારું...

બીજો સૈનિક : તમને તો શરદી બહુ લાગે છે. બે પુલઓવર અને બે જાડા કોટ. [ખટખટ કરતો ડીમીટ્રી આવે છે]

પહેલો સૈનિક : ડીમીટ્રી, તમે આવી ગયા ? મને તો ચિંતા થવા લાગી હતી.

બીજો સૈનિક : આર્ઝ્વિન ! તમે તો નાહક ગભરાઓ છો. કેમ શું ખબર છે ?

ડીમીટ્રી : જર્મનોએ નોરોવાયા પર હુમલો કર્યો. ખાવા માટે એક દાણો પણ નથી રહેવા દીધો. બચ્ચાં સુદ્ધાંના ગરમ કપડાં ઊતરાવીને પહેરી લીધા અને ઘણાને તો જીવતા જ બાળી નાખ્યાં. કેટલીક સ્ત્રીઓ અને બાળકો સાથે જંગલમાં મને ભેટો થયો; એમના હાલ ઘણા જ ખરાબ હતા.

પહેલો સૈનિક : હં. એમના કુકૃત્યો સાંભળીને લોહી ઉકળી જાય છે. તિરસ્કારનો અગ્નિ આખાય શરીરમાં ભભૂકી ઊઠે છે. નહિ બચ્ચાઓ પર દયા; નહિ બુઢ્ઢાઓ પર. જેમ તીડ ખેતી પર પડે છે અને લીલાછમ ખેતરના ખેતર ચટ કરી જાય છે તેમ આ લોકો આપણા

દેશ પર પડયા છે, અને તીડોને જેમ બાળી શકાય છે તેમ એમના સામે પણ આપણે કર્યા વગર નહિ ચાલે.

ત્રીજો સૈનિક : સામેની ખાઇમાં એ જુલ્મીઓ ભરાઇ બેઠા લાગે છે. લાવો તો જરા ફિલ્ડગ્લાસ. કોઇ નજરે પડે તો શિઆળીઆની પેઠે એને ત્યાં જ પૂરો કરી નાખીએ.

ડીમીટ્રી : ફિલ્ડ ગ્લાસની શી જરૂર છે ? ધુમસ હવે તો ઓછી થઇ ગઇ છે.

પહેલો સૈનિક : જરા હોશિયારીથી.

ત્રીજો સૈનિક : પેલું સામે શું છે ?

પહેલો સૈનિક : કયાં ?

ત્રીજો સૈનિક : એ પેલા સામેના થાંભલા પર.

ડીમીટ્રી : એ તો કોઇ વસ્તુ લટકતી જણાય છે.

પહેલો સૈનિક : લાશ છે.

ત્રીજો સૈનિક : ડીમીટ્રી ! જુઓ તો ! એ કોઇ ઓરતની લાશ લાગે છે.

ડીમીટ્રી : હા, અને તદ્દન નગ્ન છે. કાલે તો એ નહોતી. રાતના અંધારામાં આ ખૂની વરુઓએ એ કૃત્ય કર્યું હોવું જોઇએ.

પહેલો સૈનિક : ડીમીટ્રી, આ બેઇજ્જતીનો...

ડીમીટ્રી : બદલો લેવો છે.

ત્રીજો સૈનિક : અને બહુ જલ્દી.

(અધિકારીઓની કચેરી)

અધિકારી : ડીમીટ્રી ! શી નવી ખબર છે ?

ડીમીટ્રી : લેફ્ટેનન્ટસાહેબ, ગઇ રાતે સામેની ખાઇઓમાં બેઠેલા જર્મનોએ નોરોત્રાયા ગામ પર ધાડ પાડી જે કોઈ બન્યું હતું

તેને ઉપાડી ગયા. કેટલાક ગામલોકને તો એક ઘરમાં પૂરીને ઘરને આગ લગાડી દીધી; એમ કહીને કે ખૂબ ગરમ થાઓ અને સ્ત્રીઓને......

કમાન્ડર : હા, જાણું છું. પછી......

ડીમીટ્રી : ત્યાં પેલા, સામેના થાંભલા પર......એક નવયુવાન સ્ત્રીની નગ્ન લાશ લાલ સિપાહીઓને બતાવવા માટે લટકાવી દીધી.

કમાન્ડર : વારુ.

ડીમીટ્રી : લેફ્ટેનન્ટસાહેબ, સિપાહીઓ બદલો લેવા માટે ઊંચા-નીચા થઇ રહ્યા છે.

કમાન્ડર : હું બીજા સેના–નાયકો સાથે મસલત કરીને સિપાહીઓને ખબર આપું છું. આપણી સ્ત્રીઓની લાજ લૂંટી તેનો બદલો અવશ્ય લેવો રહ્યો. તમે તમારી મંડળીમાંથી સ્વયંસેવકો તૈયાર કરો.

એક કમાન્ડર : કેટલા સ્વયંસેવકો મળશે ?

લેફ્ટેનન્ટ : ત્રણ જથ્થાઓ તૈયાર છે. સિવાય બીજા પણ મળી રહેશે.

કમાન્નર : બધી ચીજો–તોપખાનું વગેરે–તૈયાર છે ?

લેફ્ટેનન્ટ : બધું તૈયાર છે.

કમાન્ડર : રાત્રે બે વાગે ધાડ પાડવી છે.

( ધાડ )

એક સૈનિક : જો જો એકને પણ જીવતો જવા ન દેજો.

બીજો : બાપડા કિસાનોનો ખોરાક ભક્ષ કરી જનારા રાની પશુઓ. ( ગોળી )

બીજો સૈનિક : અમારા બચ્ચાંના ખૂની (ગોળી).

પહેલો સૈનિક : અમારી નિર્દોષ સ્ત્રીઓની લાજ લૂંટનારાઓ, આ લ્યો. (ગોળી)

લેફ્ટેનન્ટ : સૈનિકો, જુઓ, ક્રોધ અને ઘૃણામાં ક્યાંક હથિયાર મૂકી દેનાર જર્મન સૈનિક પર રખે ઘા કરતા.

સૈનિક : કમાન્ડર ! અમે લાલ સૈનિકો છીએ. અમારું કર્તવ્ય સમજીએ છીએ.

એક : ડીમીટ્રી ક્યાં છે ?

બીજો : એકલો દસ-બાર જણાને હંફાવી રહ્યો હતો. અરે ! જુઓ પેલો જર્મન ભાગે છે. ગોળી ન લાગી. એની બંદૂક આ પડી. દબાવી લો. કેમ બચ્ચા ! હવે ક્યાં જશે ?

જર્મન : દયા ! દયા ! દયા કરો. હું મારી મરજીથી થોડું કંઈ લડી રહ્યો ?

રશિયન સૈનિક : તમે અમારા સૈનિકો પર દયા કરો છો ?

પહેલો સૈનિક : લઈ ચાલો એને લેફ્ટેનન્ટ સાહેબ પાસે.

બીજો સૈનિક : અરે ! બીજા કેદીઓ પણ છે ને ?

ત્રીજો સૈનિક : થોડાક કેદી છે. બાકીના બીજા બધા કપાઈ મુઆ.

પહેલો સૈનિક : જુઓ પેલા લેફ્ટેનન્ટસાહેબ આવી રહ્યા. ડીમીટ્રી પણ એમની સાથે છે. લેફ્ટેનન્ટસાહેબ, અમે આ જર્મન સૈનિકને પકડ્યો છે.

જર્મન સૈનિક : કૉમરેડ !

લેફ્ટ. : જર્મનસૈનિક, હું તારો કૉમરેડ નથી. હું તારો દુશ્મન છું.

પહેલો સૈ. : આ જર્મનસૈનિકસાહેબ તો પૂછડી વાળીને નાસ્તા હતા.

લેફ્ટ. : તમે નોરોવાયામાં જીવતા લોકોને બાળી દીધા.

જર્મન સૈ. : અમારા સેના-નાયકે આજ્ઞા આપી હતી. અમે લાચાર હતા.

લેફ્ટ : તમે બચ્ચાંઓને નવસ્ત્રા કરીને શરદીમાં મરવા દીધા હતા.

જર્મન સૈ. : અમારા પાસે કપડાં ન હતાં. વળી અમારા હાઇ-કમાન્ડરની આજ્ઞા હતી કે અમારે રશિયનો પાસેથી કપડાં છીનવીને પહેરવા. પછી એ બુઢા હોય કે બચ્ચાં.

લેફ્ટ. : અને તમે અમારી સ્ત્રીઓની લાજ લૂંટી.

જર્મન સૈ. : અમારા ઉપરીઅમલદારો એમ કરે છે અને અમને તેમ કરવાની આજ્ઞા આપે છે.

લેફ્ટ. : તમે પેલી સ્ત્રીના નાગા શબને કેમ લટકાવ્યું હતું ?

જર્મન : એ ઘણી સુંદર નવયૌવના હતી. અમારો અમલદાર એને અહીં પકડી લાવ્યો હતો. એ ઘણી વાર સુધી લડતી રહી. અંતે થાકી ગઇ. અમલદારોએ તેને પકડી લીધી અને......

લેફ્ટ : બોલતો કેમ નથી ? બોલ.

જર્મન : એણે એની બેઇજ્જતીનો બદલો લીધો. મોકો મળતાં રીવોલ્વરવતી બે અમલદારો અને એક સૈનિકને ઠાર કર્યા.

લેફ્ટ : રશિયન નારી ઝિંદાબાદ !

(બધા સાથે) : રશિયન નારી ઝિંદાબાદ !

# હાઈડ્રીશ

લેખક : અલી સરદાર જાફર

ગોળીબારનો અવાજ.

—આ ગોળી જર્મનની ગુપ્તસેનાના એક નાયક હાઇડ્રીશ પર ચલાવવામાં આવી હતી. હાઇડ્રીશની ગરદન પર લાખો નિર્દોષ મનુષ્યનાં ખૂન ચડેલાં છે.

—જર્મનીએ પાછલાં ત્રણ વરસ દરમિયાન યુરોપના દેશોની આઝાદી જ નથી છીનવી પણ ત્યાં વસનારા લોકોના જીવનને અસહ્ય બનાવી મૂકયું છે. કોઇ પણ માણુસની જાન કે માલ સલામત નથી. દરેક ઠેકાણે લૂંટ અને કતલ ચાલી રહી છે. દિન–બ–દિન લોકોને ગરદન મારવામાં આવે છે. આખા યુરોપમાં જર્મન છૂપા જાસૂસોની જાળ ફેલાએલી છે. આ છૂપી સેનાનું નામ “ગેસ્ટાપો” છે અને યુરોપમાં એના સર્વોપરી અમલદારનું નામ હાઇડ્રીશ છે, જે યુરોપમાં જર્મનીની જુલ્મી નેમને મજબૂત રીતે સ્થાપવાના પ્રયત્નો કરી રહ્યો છે. ગેસ્ટાપોનો વડો અમલદાર બર્લિનમાં રહે છે. એનું નામ હિમલર છે. હાઇડ્રીશની આજ્ઞાથી આજ સુધીમાં લાખો માણુસોએ પ્રાણુ ખોયા છે. પોલેન્ડમાં ૮૨ હજાર સ્ત્રી–પુરુષોની કતલ થઈ છે.

યુગોસ્લાવીઆમાં સાઠ હજાર. આ સંખ્યામાં તે લોકોનો સુમાર નથી કે કેદખાનામાં કે જર્મની સામે લડાઇમાં કપાઇ મૂઆ છે.

સપ્ટેમ્બર ૧૯૪૧માં હાઇડ્રીશને બોહીમિયા અને મોરેવીઆ મોકલવામાં આવ્યો. ત્યાં એણે ૩૩૬ માણુસને કતલ કરાવ્યા અને એક

હજાર ત્રણુસો સાઠ માણુસો ગેસ્ટાપોને હવાલે કર્યા. ફ્રાન્સમાં ૪૬૦ અને હોલેન્ડમાં ૮૭ માણુસોનો વધ કરવામાં આવ્યો છે.

● ● ●

(એક લોઢાનો દરવાજો ખુલવાનો અવાજ)

(સૈનિકોના પગનો ખડખડાટ)

(બેડીઓનો ઝણુઝણાટ)

ગેસ્ટાપો : આ ગ્રેબીલ પેરી છે. ફ્રાન્સનો કમ્યુનીસ્ટ લીડર. એ કહે છે કે મજૂરો અને કિસાનોનું રાજ હોવું જોઇએ. એ કહે છે કે ફ્રાન્સમાં હિટલરની હકૂમત કાયમ નહિ થઇ શકે. એને લઇ જાવ અને ગોળીથી ઉડાવી દો. જેથી એને ખબર પડે કે, ફ્રાન્સમાં હિટલરનું રાજ્ય છે.

ગેબ્રીલ પેરી : હું હિટલરના રાજ્યથી નથી ડરતો, હું મૃત્યુથી નથી ડરતો. હું માનું છું કે ફ્રાન્સ જીવે–મજૂરો અને કિસાનોનું રાજ અમર બને–ઇન્કીલાબ ઝિંદાબાદ !

(બંદૂકોનો ધણુધણાટ–)

યુરોપમાં સ્ત્રી, પુરુષ, બચ્ચાં બધાંનો વધ થઇ રહ્યો છે. લોહી અને માટીમાં રગદોળાયેલાં એના શબો સામાન્ય રીતે રસ્તાઓ પર ઠેર ઠેર નજરે પડે છે.

(એક સ્ત્રીની ચીચીઆરી)

એક સ્ત્રી : મારો પતિ તદ્દન બેકસૂર છે. તમે એને કયાં લઇ જઈ રહ્યા છો ?

ગેસ્ટાપો : કોણુ કસૂરદાર છે એ અમે નથી જાણુતા. અમે એક જર્મન સિપાહીના ખૂનના બદલા રૂપે આખા શહેરને ગોળીથી ઉડાવી દઇશું.

સ્ત્રી : અરે ! તમે તો મારા બાળકને પણુ પકડી લીધો છે. એ તો ૧૧ વરસનો નિર્દોષ જીવ છે. એણે જીવનમાં હજી જોયું પણુ શું છે ?

ગેસ્ટાપો : આ સ્ત્રીને પણ એના પતિ અને બાળક સાથે લઇ ચાલો. એ બહુ ઘોંઘાટ મચાવે છે.

( બંદૂકોના અવાજો )

આ જુલમોથી બધા કંટાળ્યા છે. યુરોપના લોકો જર્મનીની સૂરતથી પણ નફરત કરવા લાગ્યા છે. પણ બિચારા નિઃશસ્ત્ર છે—છતાં તેઓ જર્મન સૈનિકો અને ગેસ્ટાપો પર બળવાખોરોની પેઠે હુમલા કરે છે. જર્મનીએ એમના દેશને ગુલામ બનાવ્યો છે. પણ એમનો આત્મા સ્વતંત્ર છે. તેઓ આઝાદી ખાતર પોતાના લોહીનું છેલ્લું ટીપું વહાવી રહ્યા છે. એક જર્મન સૈનિકને મારીને પોતાના સેંકડો માણસોનો ભોગ આપી રહ્યા છે. ૨૭ મેના દિને ચેકોસ્લોવેકીઆની રાજધાની પ્રાગમાં હાઇડ્રીશ પર બે માણસોએ ગોળી ચલાવી. હાઇડ્રીશ હૉસ્પીટલમાં મરણપથારીએ પડ્યો છે. એની ગરદન પર હજારો નિર્દોષ માણસોનું ખૂન છે—

ગેસ્ટાપો (હાઇડ્રીશને) : કેમ તમે આમ કેમ કરો છો? તકલીફ વધારે છે?

હાઇડ્રીશ : મારા પર ગોળી ચલાવનાર પકડાયા?

ગેસ્ટાપો : ખબર નથી. પણ હજી સુધીમાં અમે સૌથી વધારે માણસોના જાન લીધા છે. બનવા જોગ છે કે તમારા પર હુમલો કરનાર પણ એમાં આવી ગયા હોય.

હાઇડ્રીશ : બનવા જોગ છે કે એ બચી ગયા હોય. પ્રાગની વસ્તીને સમૂળગી ગોળીથી ઉડાવી દો. બોહીમિયા અને મોરેવિયાની ચારે બાજુ મશીનગનો લગાવીને વસ્તીને જહન્નમમાં મોકલાવી દો. ત્યાંના એક પણ માણસને જીવતો ન જવા દો કે જેથી હવે પછી કોઇ જર્મન સિપાહી પર હાથ ઉઠાવવાની હિંમત ન કરે.

(હવાઇ વિમાન અને બોંબમારાનો અવાજ)

અમે અમેરિકા અને બ્રિટનના વિમાનીઓ છીએ. અમે જર્મનીના

જુલમો જગતપરથી મિટાવી દેશું. હવે અમારા એક હજાર બોંબરો દ્વારા નાત્સી રાની પશુઓ પર બોંબનો વરસાદ વરસાવાશું.

(બંદૂકો અને મશીનગનોના ધણધણાટ)

અમે રશિયાની લાલ સેના છીએ. અમે યુરોપના દેશોને જર્મનીની ચુંગાલથી બચાવશું. આજે અમે ખારકોફમાં છીએ, કાલે ખીફ પહોંચશું. પરમદિને પોલેન્ડમાં. યુરોપની ત્રાસિત જનતા અમારી રાહ જોઈ રહી છે.

(તોપોના અવાજ)

અમે ચીનના સૈનિકો છીએ. અમે જાપાનને જર્મની સાથે એશિયામાં ઠરીઠામ નહિ થવા દઈએ. અમે પાંચ વરસથી એમની સાથે લડી રહ્યા છીએ. હવે વખત આવી લાગ્યો છે કે અમે તેમને ખલાસ કરી દઈએ. ચીનની પવિત્ર ભૂમિ એમના પગોથી અપવિત્ર નહિ થવા દેશું.

(ગાવાનો અને ગણગણાટનો અવાજ)

અમે હિંદના કિસાનો અને મજૂરો છીએ. જાપાને અમારા કિનારા પર બોંબમારો કર્યો છે. અમે જાણીએ છીએ કે તેઓ અમને ગુલામ બનાવવા માગે છે. જર્મનીની મીટ પણ અમારા દેશ પર મંડાઈ છે. અમે જાણીએ છીએ કે તે અમને ગુલામ બનાવવા આવી રહ્યા છે. લોહીનો જવાબ લોહીથી અને મોતનો જવાબ મોતથી આપશું. આજ જર્મની, જાપાન અને ઇટાલીના ફાસીસ્ટો વિરુદ્ધ જગતના "અવામોએ" સયુંક્ત મોરચો કાયમ કર્યો છે.

ખબર આવી છે કે હિટલર મૂંઝાયો છે. ખારકોફમાં નિષ્ફળ ગયા પછી તુર્કી મારફતે તે રશિયા પર હુમલો કરવા માગે છે. હાઇડ્રીશની સ્થિતિ ખરાબ છે. બીછાના પર પડયો પડયો તે છેલ્લા શ્વાસ લઇ રહ્યો છે.

૩—જુન—૧૯૪૨

નોટ : બે દિવસ બાદ હાઇડ્રીશના મરણના સમાચાર આવ્યા.

# ટીમોશેન્કો

•

**અલી સરદાર જાફરી**

પહેલો કિસાન : તમે સાંભળ્યું. પહેલો ટીમોશેન્કો નામે છોકરો જે લડાઇમાં ભરતી થઇને ગયો હતો તે ઠાર થયો.

બીજો કિસાન : આ ખબર તમે કયાંથી સાંભળ્યા ?

પહેલો કિસાન : ગામમાં બધા કહી રહ્યા છે.

બીજો કિસાન : ટીમોશેન્કો મરે જ નહિ.

પહેલો કિસાન : મરવામાં તે શું જોઇએ. અને તે પણ વળી લડાઇમાં. એક ગોળી વાગી કે બસ ખલાસ. તમને યાદ નથી ? આપણા ગામ પર બોંબમારો થયો એ વખતે ટીમોશેન્કોના છેક પગ પાસે આવીને બોંબ પડયો હતો. એની આજુબાજુ ઊભેલ બધા માણસો ઘવાયા, મરાયા પણ ટીમોશેન્કો જેમનો તેમ હસતો ઊભો જ રહ્યો. હું કહું છું કે ગમે તે થાય પણ ટીમોશેન્કો નહિ મરવાનો.

આ વાર્તાલાપ રશિયાના બે કિસાનો વચ્ચે થઇ રહ્યો હતો. આજથી ૫ વરસ પહેલાંના કિસાનો. જ્યારે ૧૯૧૪માં લડાઇ ફાટી નીકળી ત્યારે એ વખતે ટીમોશેન્કો એક સામાન્ય સૈનિકની પેઠે સેનામાં જોડાયો હતો. આજે એ રશિયાની લાલ સેનાનો વડો સેનાધિકારી છે.

ખારકોફના મોરચા પર જે મહાયુદ્ધ ચાલી રહ્યું છે તેની લગામ ટીમોશેન્કોના હાથમાં છે. રશિયા અને જર્મનીની ઊભય પક્ષની સંખ્યાબંધ સેના લડાઈમાં ભાગ લઈ રહી છે. હજારો હવાઇ વિમાનો

અને ટેંકોનો ઉપયોગ થઇ રહ્યો છે. આજથી એક અઠવાડિયાં પહેલા આ લડાઇમાં નેવું હજાર જર્મન અને ૭૫ હજાર રશિયન સૈનિકો ખપી ગયા છે. ૫૪૦ જર્મન ટેન્ક અને બસો જર્મન વિમાનો, ૩૦૦ રશિયન ટેન્ક અને ૧૩૪ હવાઇ વિમાનો બરબાદ થયા છે. એ દિવસથી કોઇ ખાસ ખબર નથી આવી. પણ આ લડાઇથી પુરવાર થઇ ચૂકયું છે કે હવે રશિયનોમાં બચાવ નહિ પણ આક્રમણ કરવાની શક્તિ પણ આવી ગઇ છે. આજે રશિયા પહેલાં કરતા વધારે મજબૂત છે. હિટલરે વરસ પહેલાં હુમલો કરતી વખતે ત્રણ અઠવાડિયામાં રશિયા જીતી લેવાનો દાવો કર્યો હતો. ત્રણ અઠવાડિયાં વીત્યાં અને વરસના અંતે હવે જર્મનીને જણાયું કે રશિયન સેના કમજોર થવાના બદલે રોજબરોજ વધારે શક્તિશાળી બની રહી છે.

શીઆળામાં જર્મનીની પાસે એ બહાનું હતું કે બરફ પડવાના કારણે રશિયા પર કોઈ મોટો સફળ હુમલો શકય નથી. હિટલર જગતને મનાવવાની કોશિશ કરી રહ્યો હતો કે માર્ચ—એપ્રિલ સુધીમાં વસંત ઋતુ દરમિયાન એ રશિયાનો ફેંસલો કરી નાખશે પણ વસંત આવતા આવતામાં તો રશિયાની લાલ સેનાએ નાત્સી સેનાને કેટલા સો માઇલ પાછી હાંકી કાઢી છે. વસંત વીતી, ગ્રીષ્મઋતુ આવી, હિટલરે મોટા પાયા પર હુમલાની તૈયારીઓ શરૂ કરી અને ક્રિમિયાના દ્વીપકલ્પ કર્ચ પર કબજો કરી લીધો. પણ અસલ હુમલો રોસ્ટોફ અને ખારકોફ પાસેથી કોકેસસ અને મોસ્કો પર થવાનો હતો તેની પહેલાં જ માર્શલ ટીમોશેન્કોએ રશિયાની લાલ સેના વડે અચાનક ખારકોફ પર છાપો મારી દીધો છે. આ અચાનક હુમલા માટે જર્મનો તૈયાર નહોતા. એમના બધા જ મનસૂબા માટીમાં મળી ગયા અને જર્મન સેનાઓ હુમલો કરવાના વિચારો સેવતી હતી તેના બદલે બચાવની લડાઇ લડવા માટે તૈયાર થઇ ગઇ.

ખારકોફ પરથી રશિયન સેનાનું દબાણ ઓછું કરવા માટે જર્મન સેનાએ દક્ષિણમાં ઇઝિયુમ બારવેન્કોવોર તરફથી આગળ વધવાનું

શરૂ કર્યું. જર્મનોનો આ જવાબી હુમલો હતો. પણ રશિયન સેનાએ ત્યાં જ જઇને એનું ગળું દબાવી દીધું. બેચાર અઠવાડિયાં ધમસાણ લડાઇ ચાલી અને પરિણામ જર્મનોની હારમાં આવ્યું.

(તોપો અને બંદૂકોના અવાજો)

એક સૈનિક : નાત્સી જર્મનોએ એક ટેકરી પર પોતાનો મોરચો બનાવ્યો હતો. અમારી લાલ સેનાએ તેને ઘેરી લીધો અને જર્મન સૈનિકો ટેકરી છોડીને નાસી ગયા.

બીજો સૈનિક : ડોનેટ્ઝ નદીની પેલે પાર જર્મન સેનાઓ હતી અને આ પાર અમારી સેના. સખત પ્રયત્ન કરવા છતાં જર્મનો નદી ઓળંગી ન શક્યા. માત્ર એક જ બટાલિયન નદી ઓળંગીને અમારા સુધી આવી પણ અમે એકકેય સૈનિકને જીવતો જવા દીધો નહિ.

આવી જ રીતે ખારકોફના મોરચા પર પણ જર્મનોએ કેટલીવાર હાર ખાધી; પણ હજી સુધી રશિયનોની સંપૂર્ણ જીત નથી થઇ. જર્મન સેનાની સંખ્યા કે હથિયાર ઓછા નથી કે તેનામાં શિથિલતા નથી આવી. પણ રશિયન સૈનિકો બહાદુરી અને હિંમતથી જીત મેળવી રહ્યા છે. હિટલરના સૈનિકો પેઠે કોઇને ગુલામ બનાવવા માટે નહિ પણ પોતાની આઝાદી માટે તેઓ લડી રહ્યા છે.

આ લડાઇમાં જે રીતે માર્શલ ટીમોશેન્કો જખ્મી થયો એ રશિયન દિલેરીનો એક ઉન્નત નમૂનો છે.

(હવાઇ વિમાન—તોપ—બંદૂક અને બોંબ પડવાના અવાજો—)

એક સૈનિક : અમારા અને જર્મનો વચ્ચે લોહી અને અગ્નિની દીવાલ ઊભી હતી. ઊભય પક્ષની સેના એક તરફ આવીને ઊભી થઇ ગઇ હતી. સામેથી ગોળીઓ અને ઉપરથી બોંબનો મારો ચાલુ હતો. ગોળા અને ગોળીઓની ઝડી કરા જેમ વરસી રહી હતી અને બન્ને સેનાઓ પર્વતો જેમ આપસમાં ટકરાઇ રહી હતી. હવામાં ઊડતા

વિમાનો અને બોંબરોની કતારો ચીરીને એક વિમાન નીચે ઊતરતું અમે જોયું. આકાશમાંથી પડતા તારાની ઝડપથી એ જમીન તરફ આવ્યું. એના પર લાલ ચંદ્રકનો પ્રતિક હતો. એની પાછળ વિરોધી જર્મન વિમાનો હવામાં જ પાંખો ફફડાવતા રહી ગયા. ગુસ્સો ઉતારવા માટે તેમણે એના પર બોંબમારો શરૂ કર્યો. અમારા તરફથી વિમાન પાડનાર તોપોએ જર્મન વિમાનોને જવાબ આપવો શરૂ કર્યો. એટલી વારમાં વિમાન-માંથી એક અમલદાર બહાર આવ્યો. એ માર્શલ ટીમોશેન્કો હતો. અમે આનંદ અને આશ્ચર્યના પોકારો કરવા લાગ્યા. માર્શલ ટીમોશેન્કો ઝિન્દાબાદ! કોમ્રેડ સ્ટાલીન ઝિન્દાબાદ! સોવિયેટ યુનિયન ઝિન્દા-બાદ! લાલ સેના ઝિન્દાબાદ!

"બધાથી વધારે આશ્ચર્યની વાત એ હતી કે માર્શલ ટીમો-શેન્કોની ચારે બાજુ બોંબ પડીને ફાટી રહ્યા હતા. ગોળીઓ સનસનાટી કરતી એના પાસેથી પસાર થઇ રહી હતી. પણ એકેય ગોળી ટીમોશેન્કોને અડકી નહિ." મારી પડખે ઊભેલા એક સૈનિકે કહ્યું.

"માર્શલ ટીમોશેન્કો અમારી કતારોમાં આવ્યો. કોઈ પણ માર્શલ આગલી હરોળમાં લડતી સેનામાં નથી આવતો." બીજો સૈનિક બોલ્યો.

—હું તો કહી રહ્યો હતો કે માર્શલ ટીમોશેન્કો જરૂર આવશે, અમને જોવા માટે. એ લાલ સેનાનો માર્શલ છે. લાલ સેનાના સૈનિ-કોની પેઠે એ પણ ભયનો મુકાબલો કરે છે.

સૈનિકઃ માર્શલ ટીમોશેન્કો મોટરમાં બેસીને લડતા સૈનિકોનું અવલોકન કરી રહ્યો હતો. મોટરની ચારે બાજુ આગ વરસી રહી હતી. આજુબાજુની મોટરો એક પછી એક નાશ પામી રહી હતી. પણ માર્શલ ટીમોશેન્કોની મોટર લોકો અને ગોળીઓના વચ્ચેથી રસ્તો કાપીને આગળ વધી રહી હતી. અચાનક એક બોંબ મોટરની તદ્દન સામે આવીને પડયો. મોટરનું મશીન એકદમ બંધ પડી ગયું

અને લોઢાના ઘણા ટૂકડા આમ તેમ ઊડયા. માર્શલ ટીમોશેન્કો મોટરમાંથી બહાર આવ્યો. એની સાથે એક બીજો સેનાનાયક હતો. બન્ને ઘાયલ થયા હતા. માર્શલના કપાળની કરચલી વધુ ઊંડી થઈ હતી. એની ઝીણી આંખો ચળકી રહી હતી અને હોઠ પર આછું સ્મિત ફરકી રહ્યું હતું. એને આનંદ થઈ રહ્યો હતો કે પોતાના સૈનિકો સાથે એ પણ ઘાયલ થયો હતો. ચંદ્રક પ્રતિકવાળુ વિમાન માર્શલ અને તેના સાથીને ઉઠાવીને લઈ ગયું—અમે વધુ બહાદુરી અને સખ્તીથી લડવા માંડયા : અમારો માર્શલ ઘાયલ થવાના કારણે અમારું લોહી ઉકળી રહ્યું હતું.

—માર્શલ ટીમોશેન્કો ઘાયલ થઇ શકે છે—મરી નથી શકતો. એના માથા પર લેનીનનો ધ્વજ ફરકી રહ્યો છે.

—સોવિયેટ યુનિયન પર હિટલર હુમલો કરી શકે છે, હરાવી નથી શકતો. એના પર લાલ ધ્વજ ફરકી રહ્યો છે.

# લાલ ઝંડો

લેખક : અલી સરદાર જાફરી

(ગાયન અને બેન્ડનો ધ્વનિ)

લાલ ભૂમિ, સોનેરી દાતરડું અને હથોડો. ડાબી બાજુ ઉપરની તરફ ખૂણામાં એક પંચકોણ તારક—જે લાલ તારાના નામે મશહૂર છે.

(બેન્ડનો ધ્વનિ)

આ સોવિએટ યુનિયનનો ઝંડો છે—જગતમા મજૂરો અને કિસાનો એને લાલ ઝંડો કહે છે. એ હમેશા જુલમ અને અન્યાય સામે ઊચકાયો છે. એ બળવો અને ક્રાતિનો પ્રતિક છે. લાલ ઝંડાનો ઉપયોગ બધાથી પહેલા ફ્રેન્ચ વિપ્લવ વખતે ૧૭૮૯માં થયો.

(ગાયન અને ગણગણવાનો અવાજ)

ફ્રાન્સની રાણી : આ કોણ લોકો છે ?

એક દરબારી : રાણીમાતા, એ આપના પ્રજાજનનો છે—ફ્રાન્સની જનતા છે.

" શું માગે છે ? "

" રોટી માગે છે. ભૂખ્યા છે. "

" એમને રોટી નથી મળતી ! "

" એટલે તો બધા એકઠા થઈને બહાર પડ્યા છે. "

" એમને રોટી નથી મળતી તો કેક કેમ નથી ખાતા ? "

" રાણીમાતા! રોટી નથી મળતી તો કેક તો ક્યાંથી મળે?"

" હું નથી જાણતી."

( ઘોંઘાટના અવાજો )

" પેરિસની જનતા જાગૃત થવા પામી છે."

" અમારે વારસાય પર હુમલો કરવો છે."

" અમે બેસ્ટીલનો કિલ્લો તોડી પાડશું."

" અમારો ઝંડો કદી નીચો નહિ થાય."

( ખટ —— ઘોંઘાટ )

( ખટ —— ઘોંઘાટ )

—આ લૂઇ છે—ફ્રાન્સનો રાજવી ( ઘોંઘાટ ).

—અને આ એની પત્ની—ફ્રાન્સની રાણી ( ઘોંઘાટ ).

( ખટ —— ઘોંઘાટ ).

**જનતાનો અવાજ** : યુરોપના રાજવીઓ અમને ડરાવે છે. એ અમારા વિપ્લવને કચડી નાખવા માગે છે. અમારી પાસે માત્ર એક જ જવાબ છે: અમે એમના મોઢા પર એમના જેવા જ એક રાજવીનું મસ્તક ખેંચીને મારશું.

( ધાંધલ – ઘોંઘાટ – તાળીઓ )

( ફ્રાન્સનું રાષ્ટ્રીય ગીત )

—ફ્રેન્ચ વિપ્લવમાં જે લાલ ઝંડાનો ઉપયોગ થયો હતો એના પર દાતરડું અને હથોડાનું પ્રતિક નહોતું. એના પછી ૧૮૪૮ના વિપ્લવમાં લાલ ઝંડાનો ઉપયોગ થયો.

( જંજીરનો ઝણકાર )

કાર્લ માર્ક્સનો અવાજ : દુનિયાના મજૂરો એક થઈ જાઓ. તમારે માત્ર તમારી જંજીરો તોડવી છે.

(જંજીરો તૂટવાનો અવાજ)

—૧૮૭૧ની સાલના બે મહિના સુધી લાલ ઝંડો પેરીસમાં ફરકતો રહ્યો. ત્યાં મજૂરોએ પોતાની સરકાર સ્થાપી. મૂડીવાદીઓની વારસાયમાં સ્થાપિત સરકારે સેના બળથી એ સરકારનો અંત આણ્યો.

કાર્લ માર્કસનો અવાજ : પેરીસમાં મજૂરરાજ ખાતર પ્રાણ અર્પણ કરનાર શહીદોની સ્મૃતિ આખી દુનિયાના મજૂરોના હૈયામાં સદા અંકિત રહેશે. એ એક નવા અને સ્વતંત્ર સમાજના સ્થાપક હતા. તેનો મૂડીવાદીઓએ પોતાના સ્વાર્થ ખાતર અંત આણ્યો હતો.

—૧લી મેઃ શીકાગોના હજારો મજૂરો હડતાલ પર ઊતર્યા. એમની માગણી હતી કે એમના પાસેથી ૧૬ અને ૧૨ કલાકના બદલે ૮ કલાક કામ લેવામાં આવે. મજૂર સરઘસની આગળ આગળ લાલ ઝંડો હતો અને લાલ ઝંડાની આગળ એ તંદુરસ્ત ખડતલ મજૂરો પોતાના ખભા પર કુહાડી અને હથોડી રાખીને ચાલી રહ્યા હતા.

મૂડીવાદી પત્રોએ લખ્યું કે મજૂરોએ તે ઝંડાને લોહીથી રંગ્યો હતો. એના જવાબમાં એક મજૂરપત્રે લખ્યુંઃ

એક મજૂર અખબારનું નિવેદન : "બહાદુરીથી આગળ કૂચકદમ કરો. યુદ્ધનાં મંડાણ મંડાઇ ચૂકયા છે. મજૂરોની મોટી સંખ્યા બેકાર છે. મૂડીવાદે પોતાના ખૂની પંજાને વ્યવસ્થા અને કાયદાના પરદામાં છૂપાવી રાખ્યો છે. મજૂરો, તમારો પોકાર એ હોવો ઘટે છે કે ૧ લી મે એ તમારા અધિકારો માગવાનો દિન છે. આવનાર યુગમાં એ તારીખની મહત્તા સમજાશે. મૂડીવાદીઓ લડયા વગર કામના કલાકો ઘટાડશે નહિ."

—એ દિવસ પછી મજૂરો પર ગોળીઓ વરસી. ઘણાખરા મજૂર-નેતા ગિરફતાર થયા. આ બનાવ "હેમાર્કેટના બળવા"ના નામે મશહૂર છે.

૧૧ મી નવેમ્બર ૧૮૮૭ના દિને 'હેમાર્કેટના ચાર બળવાખોર મજૂર નેતાઓને ફાંસી અપાઇ.

રોબર્ટ : તમે અમારા અવાજને બંધ કરી શકો છો પણ એક સમય એવો આવશે કે જ્યારે અમારી ખામોશી અમારા પોકાર કરતાં પણ બળવત્તર હશે.

ફીસર : અમને આનંદ થાય છે કે અમે એક સારા કામ માટે અમારા પ્રાણનું બલિદાન આપી રહ્યા છીએ.

એન્જલ : તમે અમને મારી શકો છો; અમારી પ્રવૃત્તિને નહિ.

ચોથો સાથી : હે મૂડીવાદીઓ ! મને બોલવાની પરવાનગી છે. ગરીબોના અવાજને બુલંદ થવા દો. નહિ તો એમની તરવારો બુલંદ થશે.

(ખટ—ખટ)

ફરી ૧૯૦૫માં રશિયન વિપ્લવ થયો. એ વખતે મજૂરો અને કિસાનોના હાથમાં જે લાલ ઝંડો હતો તેના પર દાતરડું અને હથોડાનું પ્રતિક હતું. આ ઝંડો બળવાખોરોને બદલે મહેનત કરનારા લોકોનો ઝંડો બન્યો.

લાલ ઝંડો છે અમારા હાથમાં (ગાયન)

—૧૯૧૭માં રશિયન વિપ્લવે ઝારશાહીનો અંત આણ્યો. લેનીને મજૂરો અને કિસાનોનું રાજ સ્થાપ્યું. લાલ ઝંડા પર લાલ તારાનું પ્રતિક વિજય અને સાફલ્યના પ્રતિક રૂપે મુકાયું. લેનીનના હાથમાંથી સ્ટાલીનના હાથમાં એ ઝંડો આવ્યો. એ રશિયન વીરોના લોહીથી રંગાએલો છે. એ જગતના સ્વાતંત્ર્યને ખાતરી રૂપ છે. એ મગરૂર ઝંડાને હિટલરની સેનાઓ નીચો નહિ નમાવી શકે. કારણ કે એ કેવળ રશિયાનો જ નહિ પણ ખુદ જર્મનીની 'અવામ'નો પણ ઝંડો છે. જે હિટલરનાં શાસન સામે બળવો પોકારવા તત્પર છે. એ આખા જગતના 'અવામ'નો ઝંડો છે.

(આંતરરાષ્ટ્રિય ગીત)

# કાઠિયાવાડ પબ્લિશિંગ કંપનીનાં પ્રકાશનો

●

| | | |
|---|---|---|
| ૧ | વૈજ્ઞાનિક સમાજવાદ | ૨—૦—૦ |
| ૨ | હઠીલા રોગોમાં કુદરતી ઉપચાર | ૧—૮—૦ |
| ૩ | જનતાનું યુદ્ધ | ૦—૬—૦ |
| ૪ | સોવિયેટ ભૂમિમાં | ૦—૧૨—૦ |
| ૫ | મહોબતને માંડવે | ૧—૦—૦ |

## યુદ્ધ–પુસ્તિકાઓ

| | | |
|---|---|---|
| ૧ | હિંદનો બચાવ | ૦—૨—૦ |
| ૨ | હિટલરનું વસંત આક્રમણ | ૦—૨—૦ |
| ૩ | શાહીવાદી જપાન | ૦—૨—૦ |
| ૪ | વિશ્વયુદ્ધમાં અમેરિકા | ૦—૨—૦ |
| ૫ | ગેરીલા લડાઇ | ૦—૨—૦ |
| ૬ | ચીનનો નવો અવતાર | ૦—૨—૦ |
| ૭ | વર્તમાન યુદ્ધનું સ્વરૂપ | ૦—૨—૦ |
| ૮ | વિશ્વયુદ્ધની નિર્ણાયક રણભૂમિ | ૦—૨—૦ |
| ૯ | કિસાનોની યુદ્ધનીતિ | ૦—૨—૦ |
| ૧૦–૧૧ | લોખંડી લાલસેના | ૦—૩—૦ |
| ૧૨ | કોંગ્રેસ કયે રસ્તે | ૦—૨—૦ |

## યુદ્ધ પુસ્તિકા—નવી શ્રેણી

| | | |
|---|---|---|
| ૧ | સ્ટાલીન | ૦—૬—૦ |
| ૨ | નવી તસ્વીરો | ૦—૮—૦ |

પ્રાપ્તિસ્થાન:

સી. શાંતિલાલની કંપની.

બુકસેલર્સ અને પબ્લીશર્સ

૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ૨